# श्री अरविन्द घोषनुं
# व्याख्यान.

પ્રકાશકઃ—

પ્રવર્તક-પબ્લીશીંગ-હાઉસ.

( શાખા-ગુજરાત. )

# श्री अरविन्द घोषनुं व्याख्यान.

પ્રકાશક:—

પ્રવર્તક-પબ્લીશીંગ-હાઉસ.

( શાખા-ગુજરાત. )

*" Shree Aravinda's yoga is for three hundred millions of his people first, last and evermore and eventually for all humanity."*

—The Standard Bearer.

# નિવેદન.

શ્રી **અરવિન્દ** બાબુની સાધના તેમને પોતાને માટે નહિ પણ સમગ્ર માનવજાતિને માટે છે. ભૂમંડળમાં સ્વર્ગીય અમૃત–યુગ લઇ આવવાની તેમની સાધના, અને **ભારતવર્ષનું** ઉજ્વલ ભવિષ્ય એ બંને સ્થૂલદૃષ્ટિની સીમાથી અતીત છે, તો પણ **બંગદેશના** કેટલાએક શુદ્ધ–ચરિત્ર યુવકોમાં એ બંનેનો સ્પર્શ થયો છે, અને તેથી જ આજે જ્યારે સમગ્ર **ભારતવર્ષમાં** અસ્થિર રાજનૈતિક આન્દોલનની મશાલ જોસભેર ચાલી રહી છે ત્યારે **બંગદેશની** પ્રશાન્ત સાધના સ્થૂલદૃષ્ટિવાળાઓને વિવિધ કલ્પના કરાવી રહી છે.

શ્રી **અરવિન્દ** બાબુની આ સાધના **બંગ**દેશના જે યુવકોના જીવન ઉપર કાર્ય કર્યે જાય છે તેઓ તરફથી **ચંદ્રનગરમાં** "**प्रवर्तक**" નામનું એક બંગાળી પાક્ષિક પત્ર પાંચ વર્ષથી ચલાવવામાં આવે છે. **અરવિન્દ** બાબુના તથા તેમનીજ સાધનાને અનુસરનારા બીજા સાધકોનાં

લખેલાં પુસ્તકો પણ ત્યાંથી પ્રકાશિત થયાં કરે છે. The standard Bearer (ધ્વજ–વાહી) નામે એક અંગ્રેજી અઠવાડિક પત્ર પણ શ્રી **અરવિન્દ** બાબુની ખાસ પ્રેરણાથી ત્યાંથી નીકળે છે.

ગુજરાતમાં પણ એ "**પ્રવર્તક પબ્લીશીંગ હાઉસ**" ની શાખા ખોલી શ્રી **અરવિન્દ** બાબુનાં તથા એમનીજ સાધનાને સમજાવતાં બીજાઓનાં પણ પુસ્તકો એક પછી એક ગુજરાતી ભાષામાં પ્રકાશિત કરતા રહેવાનો અમારો નિશ્ચય આ "**અરવિન્દ ઘોષનું** વ્યાખ્યાન" પ્રકાશિત કરવા અમને પ્રેરે છે. આ પુસ્તક વાંચવાથી વ્યાખ્યાતાના દિવ્યજીવન વિષે ઘણી માહેતી મળશે એવી આશા છે.

વિશેષમાં 'ધર્મ અને જાતીયતા' 'ગીતા' 'યૌગિક સાધન' 'કર્મયોગીનો આદર્શ' વગેરે પુસ્તકો સુન્દર છપાઈ અને બાંધણી સાથે સત્વર પ્રકાશિત કરવામાં આવશે. અને 'લો. **તિલકનું** ચરિત્ર' એ નામનું ખાસ શ્રી **અરવિન્દ** બાબુનું લખેલું પુસ્તક તો છપાય છે જ એ શુભ સમાચાર આપી વિરમીશ.

**પ્રકાશક.**

# શ્રી અરવિન્દનું વ્યાખ્યાન.

( આ વ્યાખ્યાન અલીપુર જેલમાંથી મુક્ત થયા પછી પહેલવહેલું જ કલકત્તા નજીક આવેલા ઉત્તરપારા નામના ગામમાં ત્યાંની 'ધર્મ-રક્ષક સભા' સમક્ષ આપવામાં આવ્યું હતું. )

જ્યારે તમારી સભાના વાર્ષિક સમ્મેલન પ્રસંગે ભાષણ આપવાનું મને કહેવામાં આવ્યું, ત્યારે હિન્દુ-ધર્મનો વિષય આજને માટે નક્કી કરવામાં આવ્યો હતો. એ વિષય ઉપર કાંઇક કહેવાનો મારો વિચાર હતો. પરંતુ એ હેતુ હું સિદ્ધ કરી શકીશ કે નહિ એ કહી શકતો નથી. કારણ કે અહીં બેઠાં બેઠાં મારા મનમાં એક વિચાર ઉત્પન્ન થયો છે. તે મારે આજે તમને અને સમગ્ર ભારતવર્ષની પ્રજાને કહેવાની જરૂર છે. હું જેલમાં હતો ત્યારે એ વિષયની મને પ્રથમ પ્રેરણા થઈ અને રાષ્ટ્રબાન્ધવોની સમક્ષ તે પ્રેરણા પ્રકટ કરવાને હું કેદખાનામાંથી બહાર આવ્યો છું.

અહીં હું છેલ્લીવાર આવી ગયો તેને એક વર્ષ વીતી ગયું છે. તે વખતે હું એકલો ન હતો, પણ જાતીયભાવનાનો અતિ પ્રભાવશાળી પયગમ્બર મારી સાથે બેઠો હતો. ભગવત્–પ્રેરણાથી, ભગવાનનો સંદેશ ઝીલવા માટે તે એકાન્ત નિર્જન કુટીરમાં રહેતો હતો. ત્યાંથી તે એ પ્રસંગે બહાર આવ્યો હતો. તમે હજારોની સંખ્યામાં એ વખતે એકત્રિત થયા હતા, તે આ મહાપુરુષનુંજ સ્વાગત કરવા માટે. આજે તે ઘણે દૂર છે. આપણી અને તેની વચ્ચે હજારો કોશનું અન્તર પડી ગયું છે. બીજા કેટલાક જેમને હું મારી સાથે હમેશાં કામ કરતા જોતો હતો, તેઓ પણ આજે અત્રે નથી. જે ઝંઝાવાત આખા દેશમાં ઉત્પાત મચાવી રહ્યો છે તેના આઘાતથી સઘળા દૂર દૂર વિખરાઇ ગયા છે. એક વર્ષના એકાન્ત-વાસનું સેવન કરવાનો આ પ્રસંગે મારો વારો આવ્યો, અને બહાર આવીને જોઉં

છું તો સઘળી પરિસ્થિતિ પલટાઇ ગઈ છે. **જે હમેશાં મારી સાથે બેસતો અને મારા કામમાં સહાય આપતો, તે બ્રહ્મદેશમાં કેદીની હાલતમાં પડ્યો છે.** બીજાને ઉત્તરના પ્રદેશમાં નજરકેદ કરવામાં આવ્યો છે. હું મારા એકાન્તવાસમાંથી બહાર આવ્યો કે તરત મેં આસપાસ નજર નાખી. સલાહ અને પ્રેરણા માટે મને જેમના પ્રતિ જોવાની ટેવ હતી, તેમને હું શોધવા લાગ્યો પણ તેઓ મારી નજરે પડ્યા નહિ. પરન્તુ આ બધા કરતાં બીજું એક વધારે ભયંકર પરિવર્તન મારી નજરે પડ્યું. હું જ્યારે કેદમાં ગયો ત્યારે સમગ્રદેશ વન્દેમાતરમની ગર્જનાથી જાગૃત થઈ ગયો હતો. અવનતિમાંથી પુનરુત્થાન કરતી પ્રજાની આશા સજીવન થઈ હતી. જ્યારે કેદમાંથી છુટીને બહાર આવ્યો ત્યારે એ હર્ષનાદ સાંભળવા મેં ફરીથી કાન માંડ્યા, પણ ત્યાં તો

સઘળું શમશમાકાર હતું. આખા દેશ ઉપર સ્મશાનવત્ ચુપકી ફેલાઈ ગઈ હતી અને લોકો ભારે ગભરાટમાં પડી ગયા હતા, કારણ કે આપણી સામે ઉજ્વલ ભવિષ્યથી ભરેલા ઈશ્વરીય તેજોમય આકાશને બદલે ગર્જના અને વિજળીના કડાકાથી ભીષણ બનેલું કૃષ્ણમેઘાચ્છન્ન આકાશ નજરે પડ્યું. હવે શું કરવું તેની કોઈને સમજ પડતી નહિ. દરેક બાજુએથી પ્રશ્ન આવતા હતા "હવે આપણે શું કરી શકીએ?" મને પણ દિશા કે માર્ગ સૂઝતા ન હતા, અને હવે પછી કયું કાર્ય હાથ ધરવું એનો ઉત્તર પણ હું આપી શકતો ન હતો છતાં એટલું તો ચોક્કસ માનતોજ હતો કે જેવી રીતે એ વન્દેમાતરમની ગર્જના અને ઉજ્વલ આશાને જગાડનાર સર્વ-શક્તિમાન ઈશ્વર જ છે, તેવીજ રીતે આ ઘોર શાંતિને ફેલાવનાર પણ તેજ છે. કોલાહલ અને આન્દોલનમાં જેટલું તેનું

અસ્તિત્વ હતું, તેટલુંજ આજે આ શાન્ત નીરવતામાં પણ છે. જાતિ થોડીવાર નિવૃત્ત થાય, આન્તરપરીક્ષા કરે, અને ભગવત્‌-ઇચ્છાને ઓળખે તેને કાજે તેણે આ અવસર આપ્યો હશે. આ શાન્તિ જોઇને મારૂં હૃદય નિરુત્સાહી બનતું નથી, કારણકે કેદખાનામાં મને શાન્તિનો પરિચય થયો છે. મારા કારાગૃહવાસના એક વર્ષ દરમ્યાનની આ શાન્તિ અને નિવૃત્તિમાંથી જ મને આ સત્ય પ્રાપ્ત થયું છે. જ્યારે શ્રી બિપિનચંદ્ર પાલ કેદમાંથી છુટીને પાછા આવ્યા ત્યારે પોતાની સાથે કાંઇક સંદેશ લઈને આવ્યા હતા, તે સંદેશ ભગવાનની પ્રેરણાથી ભરેલો હતો. તેમણે આ સ્થલે જે ભાષણ આપ્યું તે હજી પણ મને યાદ છે. તે ભાષણનો ભાવ અને તેનું લક્ષ્ય જેટલું ધાર્મિક હતું તેટલું રાજનૈતિક ન હતું. તેમણે આપણા સર્વમાં અને આખી જાતિમાં પ્રભુના અસ્તિત્વનો જેલમાં રહ્યાં રહ્યાં સાક્ષાત્કાર

એણે મારા મનમાંથી ખસેડી નાંખ્યું છે, અને અત્યારે જે કાંઇ બોલું છું તે માત્ર તેની જ પ્રેરણાથી તેમ જ તેની આજ્ઞાને વશ વર્તીને.

જ્યારે મને પકડવામાં આવ્યો અને લાલબજારની ચોકીમાં તાકીદે તેઓ મને ઉપાડી ગયા ત્યારે થોડી વાર તો મારો વિશ્વાસ ડગ્યો. કારણ કે તેના હેતુનો મર્મ હું સમજી શકયો નહિ. તેથી કરીને એક પળવાર મેં મારૂં ધૈર્ય ખોયું. તેને મેં મારા મનમાં ને મનમાં પુછ્યું:– "આ શી વિપત્ મારાપર આવી પડી છે? હું તો એમ માનતો હતો કે મારા દેશબાન્ધવોની અમુક સેવા કરવા હું સરજાયો છું, તે પૂર્ણ થતા સુધી મને મારૂં રક્ષણ મળવું જોઇતું હતું. ત્યારે હવે શા અપરાધથી અને કયા કારણને માટે મને અહીં લાવવામાં આવ્યો છે?" એક દિવસ પસાર થઇ ગયો, બીજો

હું જાણતો હતો કે મારે બહાર આવવાનું તો છેજ. મારૂં એક વર્ષનું બન્દીખાનું એ મારે માટે માત્ર સંયમનો અને એકાન્તવાસનો જ સમય હતો એમ હું માનું છું. ભગવાનને જેટલા સમય સુધી મારો એકાન્તવાસ આગત્યનો જણાયો તેના કરતાં વધારે વખત મને રોકી રાખવાની કોની તાકાત છે ? મારે જગતને શું કહેવું અને મારે કયું કાર્ય આદરવું તે તેણે મને સમજાવી દીધું છે. હવે જ્યાં સુધી હું તે સંદેશ જાહેર ન કરૂં અને તે કાર્ય સંપૂર્ણ ન કરી રહું, ત્યાં સુધી હું કે જે ભગવાનનું યન્ત્ર બન્યો છું—પછી ભલે એ યન્ત્ર ગમે તેવું નિર્બલ કેમ ન હોય તો પણ—એને રોકવા કોઇ માનવસત્તા સમર્થ નથી. હું મુક્ત થઈ આવ્યો છું. અરે, અત્યારે આજ પળે મને એક એવો સંદેશ મળે છે કે જે જાહેર કરવાની મારી ઇચ્છા ન હતી. મારે તમને જે કહેવાનું હતું તે તો

એણે મારા મનમાંથી ખસેડી નાંખ્યું છે, અને અત્યારે જે કાંઇ બોલું છું તે માત્ર તેની જ પ્રેરણાથી તેમ જ તેની આજ્ઞાને વશ વર્તીને.

જ્યારે મને પકડવામાં આવ્યો અને લાલબજારની ચોકીમાં તાકીદે તેઓ મને ઉપાડી ગયા ત્યારે થોડી વાર તો મારો વિશ્વાસ ડગ્યો. કારણ કે તેના હેતુનો મર્મ હું સમજી શકયો નહિ. તેથી કરીને એક પળવાર મેં મારૂં ધૈર્ય ખોયું. તેને મેં મારા મનમાં ને મનમાં પુછ્યું:– "આ શી વિપત્ મારાપર આવી પડી છે? હું તો એમ માનતો હતો કે મારા દેશબાન્ધવોની અમુક સેવા કરવા હું સરજાયો છું, તે પૂર્ણ થતા સુધી મને તારૂં રક્ષણ મળવું જોઇતું હતું. ત્યારે હવે શા અપરાધથી અને કયા કારણને માટે મને અહીં લાવવામાં આવ્યો છે?" એક દિવસ પસાર થઇ ગયો, બીજો

ગયો અને ત્રીજો આવ્યો ત્યારે મારા અન્તરમાં જે અવાજ મેં સાંભળ્યો તે આ હતો—"સબુર કર, અને જો." આથી હું શાન્ત થયો, મેં ધીરજ ધરી. મને લાલબજારથી અલીપુર લઇ ગયા અને ત્યાં એક મહિના સુધી બીજાઓથી અલગ એકાન્ત કોટડીમાં પૂરી રાખવામાં આવ્યો. ત્યાં હું મારા અન્તર પ્રદેશમાં તે અવાજ ફરીથી સાંભળવાને ચિત્તવૃત્તિ સ્થિર કરી રાતદિવસ રાહ જોતો બેઠો. હવે તે શું કહેવાનો છે અને મારે શું કરવાનું છે તે જાણવાને હું ઇંતેજાર બન્યો. આ એકાન્તવાસ દરમ્યાન મને મારો પ્રથમ સાક્ષાત્કાર થયો. મારો પહેલો પાઠ હું ત્યાં શીખ્યો. તે વખતે મને યાદ આવ્યું કે હું પકડાયો ત્યાર પહેલાં એક મહિના આગમચ મેં એક અવાજ સાંભળ્યો હતો કે મારે બધી પ્રવૃત્તિઓ છોડી દેવી અને અન્તરમાં દૃષ્ટિ નાંખવા માટે તથા તેની સાથે

વધારે નિકટનો યોગ સાધવા કાજે એકાન્તમાં રહેવું. મારા દૌર્બલ્યને લીધે મેં આ આદેશનું પાલન ન કર્યું. મારૂં કામ મને ઘણું પ્રિય હતું અને મારો અહંકાર મને એમ કહેતો કે "તારી ગેરહાજરીમાં તારૂં બધું કામ શિથિલ થઈ જશે—પડી ભાગશે." આથી મેં તે ન જ છોડયું. કારાગૃહમાં મને એમ લાગ્યું કે જાણે તે જ અવાજ મને ફરીથી કહેવા લાગ્યો કે "જે બન્ધન તોડવાનું તારામાં સામર્થ્ય ન હતું તે મેં તારે માટે તોડી નાંખ્યું છે. કારણ કે એ બન્ધનમાં તું બંધાઇ રહે એવી મારી ઇચ્છા ન હતી અને એવો હેતુ પણ ન હતો. મારે તારી પાસે હવે જુદું જ કામ કરાવવાનું છે અને તેથી જ તને અહીં આણ્યો છે. જે સત્ય તું પોતે શીખી ન શકે તે તને શીખવવાને અને મારૂં કાર્ય બજાવવા જેટલી તાલીમ આપવા માટે તને અહીં આણવામાં આવ્યો છે." પછી

તેણે મારા હાથમાં ગીતાનું પુસ્તક મૂક્યું, તેની શક્તિએ મારામાં પ્રવેશ કર્યો અને ગીતામાં દર્શાવેલી સાધના કરવા હું સમર્થ થયો. શ્રી કૃષ્ણે અર્જુનને જે કાર્ય કરવાનો આદેશ કર્યો હતો તે મારી બુદ્ધિમાં ઉતર્યો એટલુંજ નહિ પણ મને તેનો સાક્ષાત્કાર થયો. ભગવાન આદેશ આપ છે કે "જેમને મારૂં કાર્ય કરવાની ઇચ્છા હોય તેઓએ રાગદ્વેષથી મુક્ત થવું જોઇએ. કામના રહિત થઇ મારી જ ખાતર કાર્ય કરવું જોઇએ. પોતાની વ્યક્તિગત ઇચ્છાનો ત્યાગ કરીને મને જ સંપૂર્ણ રીતે આધીન હોય એવું યન્ત્ર બની જવું જોઇએ. ઉચ્ચ–નીચ, શત્રુ–મિત્ર, જય–પરાજય, વગેરે બધાભાવો તરફ સમદૃષ્ટિ રાખવી જોઇએ અને તે છતાંય તેના કાર્યમાં લેશમાત્ર પણ બેદરકારી રાખવી જોઇએ નહિ. હિન્દુધર્મના રહસ્યનો મને ત્યાં સાક્ષાત્કાર થયો. આપણે ઘણી વાર હિન્દુધર્મ વિષે, સનાતનધર્મ

વિષે, વાતો કરીએ છીએ, પણ તેનો અર્થ ઘણુંજ થોડાં માણસો સારી રીતે સમજે છે. બીજા ધર્મોમાં શ્રદ્ધાના સ્વીકારના અંશ વધારે પડતા છે, પણ સનાતન ધર્મ એ તો ખરેખર જીવનજ છે. આપણે શું માનીએ છીએ તે કરતાં આપણે કેવું જીવન ગાળીએ છીએ એ હિંદુધર્મની દૃષ્ટિએ વધારે અગત્યનું છે. આ પ્રાચીન દેશના નિર્જન આવાસોમાં માનવજાતિના કલ્યાણને માટે આ જ ધર્મનું પરિપોષણ થયું છે. અને જગતને આ જ ધર્મની ભેટ કરવા માટે ભારતનું પુનરુત્થાન થાય છે. બીજા દેશોની માફક સ્વાર્થને માટે અથવા પોતાના બળથી નિર્બળને કચરવા માટે ભારત જાગૃત થતું નથી, પણ જે સનાતન સત્યનો પ્રકાશ તેને પ્રાપ્ત થયા છે, તેનો જગતમાં પ્રચાર કરવો એ જ તેનું મહાવ્રત છે. ભારત પોતાને માટે નહિ પણ માનવજાતિને માટે જ હમેશાં હયાતી ભોગવે છે, અને તેથી ભારતે પોતાને માટે નહિ પણ માનજાતિને

કાજે મહત્-સ્થાન પ્રાપ્ત કરવું જોઇએ. ઇશ્વરે મને જે પ્રથમ બાબત સમજાવી તે આ હતી.

તેણે મને હિન્દુધર્મના મર્મનો સાક્ષાત્કાર કરાવ્યો. તેણે જ કેદખાનામાં અધિકારીઓનાં હૃદય મારા તરફ વાળ્યાં અને મારૂં બન્દીખાનું સાચવનારા અંગ્રેજોને કહ્યું "એને કેદખાનામાં ઘણો સંતાપ થાય છે, માટે વધારે નહિ તો રોજ અર્ધો કલાક સવારસાંજ એને કોટડીની બહાર ફરવા દો." તેથી કરીને તે પ્રમાણે મને રજા આપવામાં આવી, અને એકવાર જ્યારે હું ફરતો હતો ત્યારે એની શક્તિએ ફરીથી મારામાં પ્રવેશ કર્યો. જેણે મને સમાજથી વિખુટો પાડયો હતો તે બંદીખાનાની દીવાલો તરફ જ્યારે મેં દૃષ્ટિ નાંખી ત્યારે દીવાલો નહિ જણાતાં ચારે દિશાથી મને ઘેરી ઉભા રહેલા વાસુદેવનાં જ દર્શન થયાં.

મારી કોટડી આગળ ઉગેલા વૃક્ષોની શાખાઓ નીચે હું ફરતો હતો ત્યારે ત્યાં તે વૃક્ષો ન જણાતાં વાસુદેવને–શ્રી કૃષ્ણને–મારા ઉપર પોતાની છાયા વિસ્તારીને ઉભેલા મેં જોયા. મારી કોટડીના સળીઆ તરફ જોઉં છું તો ત્યાં પણ મને તેજ પ્રભુનાં દર્શન થયાં. મારા ઉપર ચોકી કરનાર સિપાહીમાં પણ મને તેનું દર્શન થયું. મને સુવા માટે જે ખડબચડા કામળા આપવામાં આવતા ત્યાં પણ શ્રી કૃષ્ણના, મારા સખાના, મારા પ્રાણવલ્લભના, હાથનો મને સ્પર્શ થયો. તેણે આપેલી દિવ્ય દૃષ્ટિનો આ મેં પ્રથમ જ ઉપયોગ કર્યો. મેં કેદખાનાના કેદીઓ, અને ઉઠાઉગીરો તરફ જોયું તો તેમનામાં મને વાસુદેવનું દર્શન થયું. તે બિચારાઓના અજ્ઞાનવશ આત્મા અને ખોટે રસ્તે દોરવાયલાં શરીરોમાં મેં નારાયણને જોયા. એ જ કેદીઓમાં એવા પણ ઘણા હતા કે જેઓ દયા

અને સહાનુભૂતિમાં મારા કરતાં ચઢીઆતા હતા. આવા વિપત્તિના પ્રસંગોમાં પણ માનવસદ્ભાવનાં બીજ જોવામાં આવ્યાં. આ અપરાધી મંડલમાંના એક માણસે મારૂં વિશેષ લક્ષ્ય ખેંચ્યું. તે મારા દેશનો ખેડુત હતો. એ શ્રેણિના માણસોને આપણે મિથ્યા અને પોકળ પવિત્રપણાનો દંભ રાખીને હલકા માનતા આવ્યા છીએ. એ ખેડુત લખી કે વાંચી શકતો ન હતો. તેના ઉપર લુટફાટનો આરોપ આવ્યાથી તેને દશ વર્ષના સખત કેદખાનાની શિક્ષા થઈ હતી. એકવાર ભગવાને મને કહ્યું-"જો, જે લોકમાં મારૂં એકાદ અલ્પ કાર્ય કરવા માટે મેં તને મોકલ્યો છે તેમના તરફ નજર કર. જે પ્રજાનું હું પુનરુત્થાન કરી રહ્યો છું તે આવા પ્રકારની છે. અને તેટલાજ માટે હું એમને નૂતન જીવન આપવા ચાહું છું."

જ્યારે અમારો કેસ નીચલી અદાલત આગળ ચાલ્યો અને અમને માજીસ્ટ્રેટ

આગળ લઈ ગયા ત્યારે પણ મારા અન્તઃકરણમાં સંભળાતો એ ગેબી અવાજ ચાલુજ હતો. તેણે મને કહ્યું:—"જ્યારે તને જેલમાં પૂરવામાં આવ્યો ત્યારે તું ધૈર્યચ્યુત થઈ ગયો હતો અને આક્રન્દ સાથે કહેતો હતો કે 'હે ઈશ્વર! તું મારૂં રક્ષણ કેમ નથી કરતો?' પણ આજે આ ન્યાયાધીશ તરફ અને સરકારી વકીલ તરફ નજર કર." હું તેમના તરફ જોઉં છું તો ન્યાયાસન ઉપર માજીસ્ટ્રેટ ને બદલે મને તેનું જ દર્શન થયું. શ્રી કૃષ્ણ—મારો બંધુ—મારો સખા—મારા તરફ હસ્તે મુખડે બેઠો હતો. તેણે કહ્યું "કેમ, હવે તને કશી બીક છે કે? જો, હું બધા મનુષ્યોમાં વાસ કરૂં છું, તેમના વચન અને કર્મ ઉપર અધિકાર ચલાવું છું. તું પણ હજી મારા રક્ષણ નીચે છે; તારે હવે બીવાનું કશું યે કારણ નથી. તારા ઉપર ચાલવાના મુકદ્દમાનો ભાર મારા ઉપર મૂકજે;

તેમાં તારે કશું કરવાનું નથી. મેં તને અહીંઆ આ મુકદ્દમા માટે નથી આણ્યો પણ કાંઇક જુદા હેતુથી લાવ્યો છું. આ મુકદ્દમો તો મારા કાર્યને સિદ્ધ કરવાનું સાધન માત્ર છે.” ત્યાર પછી જ્યારે મારો કેસ સેશનકોર્ટમાં ચાલ્યો ત્યારે હું મારા વકીલને માટે સૂચનાઓ લખવા બેઠો. મારી વિરૂદ્ધમાં અપાયલી જુબાનીમાં ક્યાં ક્યાં અસત્ય હતું અને સાક્ષીઓની કઈ કઈ બાબતમાં ઉલટ તપાસ કરવી જોઇએ તે જ્યારે હું લખવા બેઠો ત્યારે એક અણધાર્યો બનાવ બન્યો. મારો બચાવ કરવા માટે જે બન્દોબસ્ત કરવામાં આવ્યો હતો તેમાં એકદમ ફેરફાર થઈ ગયો અને એક બીજો જ વકીલ મારો બચાવ કરવા ત્યાં હાજર થયો. તે મારો મિત્ર હતો, પણ તેનું આવવું અણધાર્યું થયું હતું. તે આવવાનો છે એ વાત સુધ્ધાં હું જાણતો ન હતો. જે માણસે

પોતાના સઘળા સ્વાર્થને તજી દઈ, પોતાની વકીલાત છોડીને મહિનાના મહિના સુધી મધરાત લગી બેસીને મારો કેસ તૈયાર કર્યો હતો, તેને વિષે તમે સાંભળ્યું હશે. તે શ્રીયુત્ ચિત્તરંજન દાસ હતા. મેં તેમને જોયા એટલે મને સંતોષ તો થયો છતાં ય કેસના મુદ્દા લખવાની તો જરૂર હતી જ. તે વખતે તુરત જ બધું મારી આંખ આગળથી ખસી ગયું અને પાછો તે અવાજ મારા અંતરમાં સંભળાયો કે—“ તારી આસાપસ પથરાયલી જાળમાંથી આ માણસ તને મુક્ત કરશે. તારાં કાગળીયાં ફેંકી દે. જો તેને કેસના કાગળીયાં આપવાની જરૂર હશે તો તે કામ તારૂં નથી. હું તેને તે હકીકત પૂરી પાડીશ.” તે વખતથી મારા કેસ સંબંધી એક શબ્દપણ મેં મારા વકીલને કહ્યા નહિ. મને જે જે પ્રશ્નો પૂછવામાં આવ્યા તેના ઉત્તરથી મારો કેસ જરા પણ સુધર્યો હોય એમ મને જણાયું

નહિ. મેં સઘળું કામ તેના જ હાથમાં મૂકી દીધું હતું, અને તેણે જ તે માથે લઈ લીધું હતું. પરિણામ શું આવ્યું તે તો તમે જાણો છો. મારે માટે તેણે શું ધાર્યું છે તે બધું હું જાણી ગયો હતો. કારણ કે તે વારંવાર મને કહેતો અને હું તેનો અવાજ વારંવાર સાંભળતો કે—"હું તારો માર્ગદર્શક છું, તેથી તું જરા પણ ડરતો નહિ. જે કામ માટે હું તને કેદખાનામાં લાવ્યો છું તે કામ તરફ લક્ષ્ય આપ, અને જ્યારે તું બહાર નીકળે ત્યારે યાદ રાખજે કે તું ફરીથી ભીરુ ન બની જાય અને કાર્ય કરતાં જરા પણ ન અચકાય. યાદ રાખજે કે જે કાંઇ થાય છે તે સર્વ હું જ કરૂં છું નહિ કે તું અગર બીજું કોઇ. માટે તારા ઉપર ગમે એટલી વિપત્તિ પડે, ગમે એટલાં જોખમો આવી નડે, તારૂં કાર્ય ગમે એટલું અસંભવિત લાગે તો-

પણ સ્મરણમાં રાખજે કે કશું અસંભવિત નથી તેમ કશું મુશ્કેલ પણ નથી. હું જાતિ-(Nation) માં વાસ કરૂં છું, તેનું પુનરુત્થાન પણ હું જ કરૂં છું, હું જ નારાયણ છું-વાસુદેવ છું. મારી જ ઇચ્છા પૂર્ણ થશે, નહિ કે બીજા કોઇની. મારે જે પરિણામ લાવવું છે તેને રોકવાની કોઇ પણ મનુષ્યમાં તાકાત નથી.

એટલામાં તેણે મને એકાન્તવાસમાંથી બહાર કાઢયો અને જે લોકો ઉપર મારી સાથે જ આરોપ મૂકવામાં આવ્યો હતો તેમના ભેગો મને પણ રાખવામાં આવ્યો. તમે આજે મારા સ્વાર્પણ અને મારી દેશભકિત વિષે ઘણું કહ્યું છે. હું જ્યારથી છૂટો થઇને આવ્યો ત્યારથી એવી જાતનું ઘણું મારા સાંભળવામાં આવે છે. પણ ક્ષોભ અને કાંઇક દુઃખની લાગણી વગર હું આવા ઉદ્ગાર સાંભળી શકતો નથી. કારણકે મારી નિર્બળતા હું જોઇ

શકું છું, મારા દોષ મારી આગળ પ્રત્યક્ષ છે અને પહેલાં પણ હું તેથી અજાણ ન હતો. પણ મારા એકાન્તવાસ વખતે જ્યારે હું તે દોષોને મારી સન્મુખ જોવા લાગ્યો ત્યારથી તો તે બધાને પૂરે-પૂરા સમજી શક્યો છું. ત્યારથી હું જાણી ગયો છું કે એક માણસ તરીકે હું નિર્બળતાનો ઢગલો છું. ઘણાં જ દોષવાળા અને ખામીથી ભરેલા યંત્ર જેવો છું. જ્યારે કોઇ બલવતી શક્તિનો મારામાં સંચાર થાય છે ત્યારે જ હું બળવાન બનું છું. મારી સાથેના ઉક્ત યુવાનોનો હું મુકાબલો કરવા લાગ્યો. તેમાંના ઘણાઓમાં મેં જોયું કે તેમની ભારે હિમ્મત અને સ્વાર્પણ કરવાની તત્પરતા જોતાં તો હું તેમની આગળ કશા હિસાબમાં નથી. આત્મબળ અને ચારિત્રમાં તેમાંના એકએ નહિ પણ ઘણા યે મારા કરતા ચઢીયાતા હતા. એટલું જ નહિ પણ મારા બુદ્ધિબળનું

હું જે અભિમાન ધરાવતો હતો તેમાં પણ તેઓ શ્રેષ્ઠ હતા. ભગવાને મને ફરીથી કહ્યું કે–"જો, ખુદ મારા જ આદેશથી નિર્માણ પામતી પ્રતાપી ભારતીય જાતિની આ નવીન સંતતિને જો. તારે ડરવાનું શું પ્રયોજન છે? તું તટસ્થ રહે કે નિષ્કર્મી બને તોપણ કાર્ય તો અવશ્યમેવ થશે જ. તું કાલે જ ચાલ્યો જાય તોપણ આ તરૂણ પુરૂષો તારૂં કામ વધુ જોસભેર ઉપાડી લેશે અને તારા કરતાં પણ વધારે સરસ પરિણામ બતાવી આપશે. જાતિની જાગૃતિ લાવવામાં સહાયભૂત થાય એવા એક બે સંદેશા પહોંચાડવાની શક્તિ તારામાં મારાદ્વારા આવી છે." તેણે મને જે બીજી વાત કહી તે આ હતી.

પછી એક બીજો અણધાર્યો બનાવ બન્યો અને મને વળી પાછો એક નિર્જન કોટડીમાં લઇ જવામાં આવ્યો. દરમ્યાન

ત્યાં શું બન્યું એ કહેવાને મને આદેશ નથી. પણ એટલું તો કહી શકું છું કે રોજ રોજ તે મને તેનો ચમત્કાર બતાવતો ગયો અને હિન્દુધર્મના પરમ રહસ્યનું દર્શન કરાવતો ગયો. અગાઉ મને ઘણી ઘણી શંકાઓ હતી. ઈંગ્લંડમાં વિદેશી ભાવનાઓમાં અને તદ્દન વિદેશી વાતાવરણમાં હું ઉછર્યો હતો. હિન્દુ-ધર્મની ઘણી બાબતો હું બિલકુલ કલ્પિત માનતાં શીખ્યો હતો. તેમાં ઘણું ખરૂં કલ્પિત છે, બ્રાન્તિમૂલક છે, માયા છે એમ હું સમજતો હતો પણ હવે તો મેં દરરોજ મારા મનમાં, મારા હૃદયના ઉંડાણમાં, મારા શરીરમાં હિન્દુધર્મનું રહસ્ય અનુભવ્યું. મારે માટે તે અનુભવો પ્રબલ પ્રયોગરૂપ હતા. કોઈ પણ ભૌતિક વિજ્ઞાન સમજાવી ન શકે એવી બાબતો-ના પણ ખુલાસા થઈ ગયા. જ્યારે હું સૌથી પહેલીવાર પ્રભુના સાન્નિધ્યમાં જઈ ઉભો ત્યારે હું પૂરેપૂરો ભક્ત ન હતો

તેમ જ્ઞાનિ પણ ન હતો. સ્વદેશીનું આંદોલન શરૂ થયું ત્યાર પહેલાં ઘણાં વર્ષો આગમચ વડોદરામાં હું ભગવાનની સમીપ જઈ ઉભો હતો; ત્યાર બાદ મને જાહેર જીવનના ક્ષેત્રમાં ખેંચવામાં આવ્યો.

તે વખતે મને તેનામાં પ્રબળશ્રદ્ધા ન હતી. હજુ મારામાં અનિર્વચનીયતા-વાદ—(Agnosticism) નો અંશ હતો. હજુ હું નિરીશ્વરવાદી અને જડવાદી પણ હતો. ઈશ્વરના અસ્તિત્વ વિષે પણ મારી પૂરેપૂરી ખાત્રી ન હતી. મને તેના અસ્તિત્વનો અનુભવ થતો ન હતો છતાં વેદ, ગીતા અને હિન્દુધર્મના રહસ્ય તરફ કોઇ બલવતી શક્તિ મને ખેંચી રહી હતી. મને એમ લાગતું હતું કે આ યોગમાં—વેદાન્ત ઉપર સ્થાપિત થયેલા આ ધર્મમાં—કોઇને કોઇ સ્થળે પરમસત્ય રહેલું હોવું જ જોઇએ. તેથી જ્યારે મેં યોગનો અભ્યાસ કરવા માંડયો

અને મારી માન્યતા સાચી છે કે નહિ તેનો નિર્ણય કરવા હું પ્રવૃત્ત થયો ત્યારે મેં એવી ભાવનાથી જ શરૂઆત કરી. મેં તેને પ્રાર્થના કરી કહ્યું કે "હે ઈશ્વર, જો ખરેખર તારૂં અસ્તિત્વ હોય જ તો તું મારા હૃદયની વાત જાણી શકે છે. તું જાણે છે કે મારે મુક્તિ જોઇતી નથી, બીજા લોકો જે જે પદાર્થ માગે છે તેની હું પરવા કરતો નથી. માત્ર આ જાતિનો ઉદ્ધાર કરવા જેટલી શક્તિ હું માગું છું. જે જાતિને હું ચાહું છું અને જેની સેવામાં હું મારી જીન્દગી અર્પણ કરવા આતુર છું તેને માટે હું જીવું, અને તેની સેવા કરૂં એટલીજ તારી પાસે યાચના છે" મેં ઘણા વખત સુધી યોગનો સાક્ષાત્કાર કરવા ભારે પ્રયત્ન કર્યો અને કેટલેક અંશે તે સફળ પણ થયો. હું જે ઇચ્છતો હતો તે તો મને પૂરેપૂરૂં ન જ મળ્યું. ત્યાર પછી કેદખા-

નાની એકાન્ત કોટડીમાં મેં તેની પાસે ફરીથી યાચના કરી—"મને તારો આદેશ આપ. મારે કયું કામ કરવું અને તે કેવી રીતે કરવું એ હું જાણતો નથી. મને તારો સંદેશ સંભળાવ." મારી યોગની સાધનામાં મને બે સંદેશા મળ્યા. પહેલો સંદેશ આ પ્રમાણે હતો—"મેં તને એક કામ સોંપ્યું છે અને તે એ કે આ જાતિનું ઉત્થાન કરવામાં તારે નિમિત્ત બનવાનું છે. થોડા જ વખતમાં તને કારાગારથી મુકત કરવામાં આવશે કારણ કે તારા ઉપર આ વખતે અપરાધ સાબીત થાય એવી મારી ઇચ્છા નથી, અગર તો બીજાઓને જેમ પોતાના દેશ-ને માટે સંકટ સહેવામાં વખત ગાળવો પડે છે તેમ તારે પણ ગાળવો પડે એવું હું ઇચ્છતો નથી. મેં તને કામ કરવા પ્રેર્યો છે અને તું જે આદેશ માગી રહ્યો છે તે પણ આ જ છે. હું તને બહાર જઇને મારૂં કામ ઉપાડી લેવાનો

આદેશ કરૂં છું. મને જે બીજો સંદેશ મળ્યો તે આ પ્રમાણે હતો—"તારા એકાન્તવાસ દરમ્યાન તને કાંઇક સમજાવવામાં આવ્યું છે. હિન્દુધર્મના રહસ્ય વિષે તને શંકા હતી તે વિષે તને કેટલુંક કહ્યું છે. જગત્‌ને જે ધર્મનું દર્શન કરાવવા ચાહું છું, જે ધર્મને મેં ઋષિગણો, સન્તપુરુષો અને અવતારી પુરુષો દ્વારા સંપૂર્ણ રીતે વિકસિત કરાવ્યો છે, તે આ જ ધર્મ છે અને હવે તે ધર્મ મારૂં કાર્ય બજાવવાને માટે જગત્‌ની પ્રજાઓમાં પ્રસરવા લાગ્યો છે. મારો સંદેશ પહોંચાડવા માટે હું ભારતીય જાતિને ફરીથી જાગૃત કરૂં છું. આ જ તે સનાતન ધર્મ છે. તું પહેલાં એ ધર્મથી અજાણ્યુ હતો પણ હવે સઘળાં રહસ્ય તારી સમક્ષ ઉઘડી ગયાં છે. તારો નિરીશ્વરવાદ અને અનિર્વચનીયતાવાદ એ બંન્નેના જવાબ તને મળી ગયા છે. મેં તને આંતરિક અને બાહ્ય, દેહને

લગતી અને આત્માને લગતી, બંન્ને પ્રકારની સાબીતી આપી છે અને તને હવે સંતોષ થયો છે. જ્યારે તું બહાર જાય ત્યારે તારી જાતિને મારો આ સંદેશ પહોંચાડીને કહેજે કે તેમનું પુનરુત્થાન સનાતન ધર્મને માટે છે. હું તેમને મુક્તિ આપું છું પણ તે જગતની સેવા કરવાને અર્થે જ. તેથી જ્યારે એમ કહેવાય કે ભારતવર્ષ ફરીથી જાગૃત થશે ત્યારે તારે એમ જ સમજવું કે સનાતનધર્મની ફરીથી જાગૃતિ થશે. ભારત ઉચ્ચ પદવી પ્રાપ્ત કરશે, એનો અર્થ એ છે કે સનાતનધર્મ ઉચ્ચ પદવીને પામશે. જ્યારે એમ કહેવામાં આવે કે ભારતનો વિસ્તાર થશે અને જગત્ ઉપર તે પોતાની સત્તા જમાવશે ત્યારે ખરૂં જોતાં ભારતનું નહિ પણ સનાતનધર્મનું સામ્રાજ્ય જગત્માં સ્થપાશે. ધર્મકાજે અને ખુદ ધર્મથીજ ભારત હજુ સુધી જીવિત રહ્યું છે. માટે

ધર્મના વિકાસમાંજ દેશનો ઉત્કર્ષ સમાયલો છે. હું સર્વત્ર છું, સર્વ મનુષ્યોમાં છું, સર્વ વસ્તુઓમાં છું, સર્વક્રિયાઓમાં છું, તારા દેશના હિતને માટે જેઓ મથી રહ્યા છે તેમનામાં છું, એટલુંજ નહિ પણ તેમના વિરોધિઓમાં અને તેમના માર્ગમાં અંતરાય નાંખનારામાં પણ હું છું, એમ મેં તને બતાવી આપ્યું છે. હું દરેકમાં કામ કરી રહ્યો છું. લોકો જે કાંઇ વિચારે છે, જે કાંઇ આચરે છે તે વડે તેઓ મારા હેતુને સિદ્ધ કરે છે. તેઓ મારૂંજ કામ કરી રહ્યા છે. તેઓ મારા શત્રુઓ નથી પણ સાધન છે. તું જે કાંઇ કરે છે તેમાં કયે રસ્તે જવું તે જાણ્યા વગર જ માત્ર મારાથી પ્રેરાઇને આગળ વધ્યે જાય છે. તારા મનમાં અમુક કામ કરવાનો વિચાર હોય છે પણ થઇ જાય છે તેથી કાંઇ જૂદુંજ. તું અમુક પરિણામ લાવવા યત્ન કરે છે પણ તારા

પ્રયત્નોનું તેનાથી જૂદુંજ પરિણામ આવે છે. લોકોમાં જેણે પ્રવેશ કર્યો છે તે મારી જ શક્તિ છે. ઘણાં વર્ષોથી હું પુનરુત્થાનની તૈયારી કરી રહ્યો હતો. હવે વખત આવી પહોંચ્યો છે. હવે હું આ કાર્યને સંપૂર્ણરીતે સફળ કરીશ."

મારે તમને જે કહેવાનું હતું તે આ જ છે. તમારી સમાજનું નામ 'ધર્મ—રક્ષક—સમાજ' છે; તેથી કરીને ધર્મનું રક્ષણ કરવું, હિન્દુધર્મનું રક્ષણ કરવું અને તેનો જગત્ આગળ પ્રકાશ કરવો એ કામ તમારે માટે નિર્માણ થયું છે. હવે હિન્દુધર્મનો અર્થ શો ? જે ધર્મને આપણે સનાતન કહીએ છીએ તે ધર્મ કયો ? તે હિન્દુધર્મ છે કારણ કે તેને હિન્દુ જાતિએ પોષ્યો છે. હિમાદ્રિ અને સમુદ્રથી પરિવેષ્ટિત આ દેશમાં તે પોષાયો છે. આ પવિત્ર પ્રાચીન ભૂમિની આર્યજાતિને યુગોના યુગ સુધી

જાળવી રાખવાને માટે તે સોંપવામાં આવ્યો છે, તોપણ કોઇપણ દેશની મર્યાદાથી તે સીમાબદ્ધ થતો નથી. જગતના કોઇપણ સીમાબદ્ધ પ્રદેશની સદ.ને કાજે સ્વાયત્ત કરી રાખેલી મિલ્કત હોય એવું કાંઇ નથી. જેને આપણે હિન્દુધર્મ કહીએ છીએ તે સનાતન ધર્મ છે. કારણ કે તે વિશ્વવ્યાપી ધર્મમાં બીજા તમામ ધર્મોનો સમાવેશ થઇ જાય છે. જો કોઇપણ ધર્મ વિશ્વવ્યાપી ન હોય તો તે સનાતન હોઈ શકે જ નહિ. સંકુચિત, સાંપ્રદાયિક ધર્મ—સર્વને માટે ખુલ્લો ન હોય એવો ધર્મ—અમુક કાલ સુધી અમુક હેતુને માટે સજીવન રહી શકે અને જડવાદ ઉપર વિજય પણ મેળવે. પણ વિજ્ઞાનની નવી નવી શોધોના, અને ફિલસુફીના તથા તર્કના અગાઉથી જ જેનામાં ખુલાસા તૈયાર ભરી રાખ્યા હોય એવો આ એક જ ધર્મ છે. ઈશ્વરનું સાન્નિધ્ય સબળ

રીતે સમજાવે અને તેનો સાક્ષાત્કાર કરવાની તમામ વિધિઓનો જેમાં સમાવેશ કરવામાં આવ્યો હોય એવો આ એક જ ધર્મ છે. ભગવાન મનુષ્ય માત્રમાં, વસ્તુ માત્રમાં વ્યાપ્ત છે. આપણે સઘળા તેમનામાં જ જીવીએ છીએ એ પરમ સત્ય કે જેનો સ્વીકાર તમામ ધર્મો કરે છે તેનો પ્રતિક્ષણે બોધ કરનાર અને આ સત્યને બુદ્ધિથી સમજતાં નહિ પણ આપણા જીવનની પ્રત્યેક ક્રિયામાં તેનો સાક્ષાત્કાર કરતાં જો કોઇ ધર્મ શીખવતો હોય તો તે આ જ ધર્મ છે. આખું જગત્ વાસુદેવની લીલાભૂમિ છે એમ જગતને તેના સત્યસ્વરૂપમાં સમજાવનાર, તે લીલામાં આપણો ભાગ ઉત્તમ રીતે ભજવવાનો ઉપદેશ કરનાર, અને તેના ઉંડામાં ઉંડા તથા સૂક્ષ્મમાં સૂક્ષ્મ નિયમોને પ્રબોધનાર ધર્મ તે આ જ છે. જીવનના નાનામાં

નાના કૃત્યોનો ધર્મની સાથે યોગ કરનાર, આત્માના અમરત્વનો બોધ કરનાર, અને મૃત્યુની વાસ્તવિકતાનો પૂરેપૂરો ધ્વંસ કરનાર ધર્મ પણ આ જ છે.

તમારી આગળ પ્રકટ કરવાને જે શબ્દો મારા મનમાં પ્રેરવામાં આવ્યા છે તે આ છે. જે કહેવાનો મારો પોતાનો ઇરાદો હતો તે તો દૂર રહ્યું અને બીજું જ કહેવાને માટે પ્રેરાયો. તે ઉપરાંત મારે કાંઇ વિશેષ કહેવાનું નથી રહેતું. તમને સંભળાવવાને માટે જે સંદેશ તેણે મારા મનમાં પ્રેર્યો હતો તે મેં તમને કહ્યો છે. એકવાર મેં તમને આ શક્તિથી અભિભૂત થઇને કહ્યું હતું કે આ આન્દોલન રાજનૈતિક નથી, અને જાતીયભાવના એ રાજનીતિ નહિ પણ સંપ્રદાય છે, શ્રદ્ધા છે. હું આજે તે જ ફરીથી કહું છું અને કાંઇક જુદી રીતે કહું છું કે જાતીયભાવના તે સનાતન

ધર્મ છે અને તેમાં જ આપણું રાષ્ટ્રીયત્વ છે. આ હિન્દુજાતિનો જન્મ સનાતન ધર્મની સાથે જ થયો છે. તેની સાથેજ તે પોતાની સર્વ ક્રિયાઓ કરે છે અને તેની જ સથે તે આગળ વધે છે. આ સનાતન ધર્મ ક્ષીણ થતાં જાતિ પણ તેની સાથે સાથે જ ક્ષીણ થાય છે. જો આ સનાતન ધર્મનો નાશ થઈ જાય તો તેની સાથે આપણો જાતીયધર્મ પણ નષ્ટ થાય. કારણ કે સનાતનધર્મ એ જ આપણું જાતીયત્વ છે. તમને જે સંદેશ કહેવો હતો તે આ જ છે.



# શ્રી અરવિન્દ ઘોષ

## એમનાં

## પુસ્તકો.

**૧. શ્રી અરવિન્દ ઘોષના પત્રો:**

ઘોષ મહાશયના તથા એમનાં પત્નીના એમ બે ફુલ-સાઇઝ ફોટા સાથેના અમૂલ્ય પત્રો—મૂલ્ય ૦–૬–૦

**૨. લોકમાન્યનું ચરિત:**

લો. તિલકના લોકોત્તર ચરિત વિશે શ્રી અરવિન્દ બાબુએ લખેલો વિસ્તૃત અને અપૂર્વ નિબંધ—છપાય છે.

**૩. ધર્મ અને જાતીયતા:**

ધર્મ અને રાષ્ટ્રીયતાની ભાવના વિશેના વીસ નિબંધોવાળું શ્રી અરવિન્દ બાબુએ લખેલું પુસ્તક—છપાય છે.

ઠેકાણું:—

**પ્રવર્તક-પબ્લીશીંગ-હાઉસ**

(શાખા:—ગુજરાત)

પો. **નવસારી.**

---

Published by:-Manibhai N. Dwivedi at Prabartak
Publishing House. **Navsari.**
and Printed by:-Govindji Dahyabhai Naik at shree
Anavil Printing Press Buranpuri Bhagol,
**Surat.**